२७२८

# हरिश्चंद्र चरित्र नाटकनां

# गायनो.

## मोरबी आर्यज्ञानवर्धक नाटक कंपनीने माटे.

રચીને પ્રસિદ્ધ કરનાર

गोकलजी, वी० प्राणजीवन रावळ

મોરબી રવાજીરાજ પાઠશાળાધ્યક્ષ શીઘ્ર કવિ
શંકરલાલ માહેશ્વરનો મુખ્ય વિદ્યાર્થી.

આવૃત્તી પેહેલી.

छपावनार

મોતીરામ, વી૦ દયાળજી ભટ.
મોરબી આર્યજ્ઞાનવર્ધક નાટક કંપનીના મેનેજર,

अमदावादमां

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની ''લિમિટેડ''ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૨.——સને ૧૮૮૬.

કિમ્મત બે આના.

# हरिश्चंद्र चरित्र नाटकनां गायनो.

मोरवी आर्यज्ञानवर्धक नाटक कंपनीने माटे.

રચીને પ્રસિદ્ધ કરનાર

गोकलजी, वी० प्राणजीवन रावळ

મોરબી રવાજીરાજ પાઠશાળાધ્યક્ષ શીઘ્ર કવિ
શંકરલાલ મહેશ્વરનો મુખ્ય વિદ્યાર્થી.

આવૃતી પેહેલી.

छपावनार

મોતીરામ, વી० દયાળજી ભટ.
મોરબી આર્યજ્ઞાનવર્ધક નાટક કંપનીના મેનેજર,

अमदावादमां

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૪૨.——સને ૧૮૮૬.

કિમ્મત બે આના.

# अर्पण पत्रिका.

## शार्दुल विक्रीडित छंद.

### पवित्र मित्र घेलाशंकर पुजाभाइ शुक्ल मोरबी.

પ્રેમી પ્રીય પ્રતી અતી ચપલતા ચાતુર્ય ચુડામણી,
ધારી ધર્મ ગતી ધૃતી ધરણીમાં ધાર્મિક રાશીધણી;
મિત્રોમાં મન મેળવી મધુરતા આપે સદા તે ખરે,
તેનું શ્રેય થવા દયાળુ અરજી ધ્યાને ધરો હે હરે. ૧
શાસ્ત્રી શંકરલાલના કરતળે વિદ્યા વધારી ઘણી,
કીર્તિ દેશ વિદેશમાં પ્રસરતી વૃધી થતી જે તણી;
પુંજાભાઇ તણા સુપુત્ર મણીને દ્રષ્ટી થકી દાખજે,
ઘેલાશંકરને સુખી દીન પ્રતી હે ઇશ તું રાખજે. ૨

**વસંતતિલકા વૃત.**

મિત્રો વિશે નિરમલી સુમતી ધરીને,
ચાહે ભલું હરઘડી કુમતી હરીને;
તેવા હિતેચ્છું જનનું શુભ ચાહવાને,
આ ગ્રંથ અર્પણ કરૂં ધરી ધારણાને;

આપ મિત્ર મંડળનું ભલું ચાહનાર પવિત્રાંત:કરણથી સર્વપર સમદ્રષ્ટીથી જોનાર તથા આર્ય ભાઇઓનું હિતાહિત વિચારનાર તેમજ હાલમાં પણ અતી મનોરંજક સર્વ મહાત્મ્યાર્થ પ્રકાશ નામનું ચોપાનીયું પ્રગટ કરી દુનીયાને બોધ આપનાર જાણી આ નાનું સરખું પુસ્તક આપની પવીત્ર સેવામાં અર્પણ કરૂંછું તે કૃપા કરી સ્વીકારશો એવી આશા છે.

વીનંતી ગોકળજી, વી૦ પ્રાણજીવન
રાવળ મોરબી.

# ॥ हरिश्चंद्र चरित्र नाटकना गायनो॥

સુત્રધાર— **મંગલાચરણ**

(છંદમાલિની)

હર, હર, હર, પાપો, દુઃખ કાપો દયાળુ
પલ પલ પલ દાખો, પાસ રાખો કૃપાળુ
જય જય જય શંભો દુઃખ દાળીદ્ર હારી
પ્રીય જન મન જાણી, પ્રેરજે ભક્તી તારી. ૧

**ગિતી**

સુર્ય વંશ કુલ નૃપતી, હરિશ્ચંદ્રનું ચરિત્ર આ સ્થલમાં,
ભજવિ બતાવવાની, ઇચ્છા રાખુંછું સજ્જનો મનમાં. ૧
મહા પ્રતાપી ટેકી, નેકી, વિવેકી સદા સત્યવાન,
ગૌ, બ્રાહ્મણ પ્રતીપાલક, ધર્મ ધુરંધર વિશિશ બલવાન. ૨

(તમામ પાત્રો મળીને ગાયછે.)

(પ્રભુ મેહેર કર હમ ઉપર એ રાહ.)

સુર્ય વંશ નૃપતી ચરિત્ર ગાઇયેરે,
હરિશ્ચંદ્ર ગુણથી પવીત્ર થાઇયેરે, સુર્યવંશ૦ ટેક
સ્વકુલનો દીપક, પ્રતાપી રાજા તેહ,
એક ટેક દ્રઢ રાખો, સત્યતામાં જેહ. હરીશ્ચંદ્ર૦ ૧
વિશ્વા મિત્ર ગુરૂના, પ્રકોપ, થી કરી,
સ્વરાજ્યનો ત્યાગ કર્યો, હિંમત ધરિ, હરિશ્ચંદ્ર૦ ૨
પુત્ર પત્ની સાથ, વન વન ફર્યો છેક,
દુઃખ ભોગવ્યું તથાપી, છોડી નાહિ ટેક, હરિશ્ચંદ્ર૦ ૩

વિશ્વામિત્રે અનિતીમાં ભુલ ના કરી
તોય રાજા કુમાર્ગમાં, ચાલ્યો ના જરી, હરિશ્ચંદ્ર० ૪
ધન્યછે રે હરિશ્ચંદ્ર, તારી જનની,
સત્યતાની ટેક નાહી, છોડી મનની, હરિશ્ચંદ્ર० ૫

---

## (પ્રવેશ પેહલો.)

હરિશ્ચંદ્ર-(પરમહંસને આવતા જાઇને નમૃતાથી પ્રાર્થના કરેછે.)
(રાગ, સીયાનો કનરો) બાર બાર મોયે આન જગાવે એરાહનો.

હે પરમહંસ, કહોને સુખેથી
શ્રવણ કરૂંછું, એક ચીત્તેથી, હે પરમહંસ, ટેક.
આપ કૃપાલુ, આહી પધારી,
બોધ દીઓ છો, અતી સુખકારી, હે પરમહંસ. ૧
આપ તણુંતો દર્શ થયુંછે,
દુઃખ અમારૂં, દુર ગયુંછે, હે પરમહંસ. ૨
છું તવવત્સ, હુકમ ફરમાવો
ગો દ્વીજ કેરી, ભગ્તી કરાવો, હે પરમહંસ. ૩

પરમહંસ-(હરિશ્ચંદ્રની સત્યતા જોઈ થનાર દુખની સુચના અવલથી કરેછે જેથી હરીશ્ચંદ્રની નીતીમાં ભંગ ન પડે.)
(બરસે ઈહાં કોમ ખુદાકે લીયે લાયા મુજકું એ રાહ.)

આહા મુજ પુત્ર હરિશ્ચંદ્ર સત્ય વાદી તું,
કરૂંછું સુચના અવલથી વિચારી હું, ટેક.
તુંછે ગુણવાન પ્રજાપાલ સત્યવાનરે

તથાપિ આવીયો અહીં હું તુજ કાજરે, આહા૦ ૧
તારાપર વિપત્તિ અતિ પડશે જાણરે
તથાપી સત્ય છોડવું નહી પ્રમાણરે, આહા૦ ૨
સુખને દુઃખ તો મનુષ્ય પર જાણવું
તેનું પરિણામ ધર્મ મુળથી નિભાવવું, આહા૦ ૩
ધનને ધામ પુત્ર મિત્ર ત્રીય નારરે
દુખના ઉદધીમાં નાખનારી જાળરે, આહા૦ ૪
ખરૂં એક સત્ય સાથ આવશે વિચારવું
સુખે દેહ જાયતો કદી ન ધર્મ હારવું, આહા૦ ૫
નિતીને સાચવી પ્રજાને પાળજે પ્રીતે,
સુખી તો થઈશ અંતકાળ સત્યની રીતે આહા૦ ૬
આ છે મમ સુચના તે દ્રઢ મન ધારજે,
જતાં લગી પ્રાણ પ્રીય પુત્ર નહી હારજે. આહા૦ ૭

હરિચંદ્ર—(પરમહંસનો, અનુગ્રહ માની નીચે પ્રમાણે સ્તુતી કરેછે.

(નાગનકે બચ્ચે નાગ ઉસે પ્યાર નહી કરેના એ રાહ).
પરમહંસ આપ બોધ -હૃદય ધારશું,
આપ વચન યાદ રાખી ધર્મ પાળશું, પરમહંસ૦આવ.ટેક.
આપ મુને જ્ઞાન આપી દેખતો કર્યો
બગતજને આહી આવી સંશય હર્યો, પરમહંસ આવ૦ ૧
ઇષ્ટદેવ માહરા તમે છો મહારાજ
કૃપાળુ ને પરોપકારી આપ છો ઉદાર, પરમહંસ આવ૦૨

પરમહંસ ગયા બાદ હરિશ્ચંદ્ર રાજા પરોપકારી સાધુ જનનું બયાન કરેછે.

(અલિફ્સે તું યાદકર અલાહકું આદમ, એ રાહ.)

ધન્યછે પરોપકારી પુરૂષને પ્રભુ
આવા દુનીયામાં પુરૂષછે હજુ વિભુ, ટેક.
આપ સ્વાર્થ નાહી તોય પરહિતેચ્છુ જેહ,
પુરૂષછે પવીત્ર તેને પ્રણમુ નામી દેહ, ધન્યછે૦ ૧
સ્વાર્થ માટે બહુ સંબંધી એકઠા મળે,
સ્વાર્થ સાધી જાય પછી ગોતે ના જડે, ધન્યછે૦ ૨
એવોછે સંસાર તોય ભગતજનો જેહ,
પરોપકાર ચુકતા નથી કદાપિ તેહ, ધન્યછે૦ ૩
પરોપકારથી આ લોક અવર લોકમાં,
સુખી થવાયછે તે જાણો સત્ય દીલમાં, ધન્યછે૦ ૪



# (પ્રવેશ રજો.)

તારામતી—(ગઈ રાત્રીયે દુઃખદ સ્વપ્ન આવેલ તેથી ચીંતાતુર થઈ સુર્ય દેવની તથા શંકરની સ્તુતી કરેછે.)

(રાગપુરવ)વજ્ર મુશ્કીલ જાને મનજા, અબસબુર કરના ચાહીયે એ રાહ.)

હે દીવાકર દીન મણી, સ્તુતી તો આ માહરી
ગ્રહણ કરવાને દયાળુ, થાજો કૃપા તાહરી હે, દીવા૦ ૧
સ્વપ્ન દુઃખ દાઈ દેખી, દીલ મારૂં દાઝેછે
હે વિભાવ સુહે ભાનું, દુઃખ બહુ આજેછે, હે દીવા. ૨

હે જગતનારે સાક્ષી, આ બુદ્ધી અમારીનો
મોહ તો મટાડોને રે, કૃપાળુ દીન નારીનો. હે દીવા. ૩

(રાગ કલ્યાણુની ઠુમરી.

હે ભવાનીરે પતી, કરને મેહેર અતિ, હે ભવાનીરે૦ ૧
તવ પદ ભક્તિ, કરત સદા જન રે
પામત, મોક્ષની ગતી, કરને મેહેર અતી, હે ભવાની. ૨
સુખ કરે દુઃખ હરે, નાથ નીરંજન રે
દેજે અતી સુમતી, કરને મેહેર અતી, હે ભવાની. ૩
જનમ જનમ દે, ભક્તિ તારી રે
શૈલ સુતારે, સતી, કરને મેહેર અતી, હે ભવાની. ૪

સવુન્થી દાસો—(તારામતીનું પતિવૃતાપણું જોઈ નીચે પ્રમાણે ગાય છે.)

(ગજલ ઇંદ્રસભાની ચાલતી ઢબની.)

આપની, પતિ, પ્રતિ, અનંન્ય ભાવની,
દેખી પ્રીત સમ પશુ પતિ ભવાનીની. ૧
કૃમ ચંદ્ર ઇંદીરા, સમાન શોભતાં,
રામચંદ્ર જાનકી,ની તુલ્ય ઓપતાં. ૨
અતિ પતિવૃતા પણું, તમારૂં દેખીને,
અન્ય સ્ત્રીઓ આચરેછે, રીત પેખીને. ૩
કિર્તિ આપ પ્રાણના, પતી તણી અરે,
બ્રહ્મ લોક વિશ્નુ લોક,માં ગઈ અરે. ૪
સુર્યના સમાન તેજ,નો પ્રભાવ છે,
રંક જાતીના જનો, તણો નિભાવ છે. ૫

સુત પ્રાણના પતી, તણા વિભાવથી
છીં સુભાગી બાઈ આપના પ્રભાવથી. ૬

તારામતી—(રાજા હરિશ્ચંદ્ર પધારેછે, તે વખત)

(રાગ કાલીંગડો.)

આનંદ દીલ થાય રે (૨)
સુખ તવ દર્શથી પમાય રે— આનંદ૦ ૧
પ્રાણનાથ તવ વદન નિહાળી,
ખુશી દીન રાત છે આ આલીરે. આનંદ. ૨
આપ પદ પલ્લવ સેવા અહરનીશ,
ઈશ ગણી કરૂંછું જગદીશ રે. આનંદ. ૩

હરિશ્ચંદ્ર— (રાગ ભૈરવી.)

રે મારી પ્રાણપ્યારી સુભાગી રે (૨)
તવ મુખ દેખી હર્ષ અતિશય,
થાતાં ક્ષુધા જાય ભાગી રે, મારી પ્રાણ૦ ૧
હું તવ પુર્ણ મનોરથ જાંણી,
લેજે વચન તું માગી રે. મારી પ્રાણ૦ ૨

તારામતિ—(જનમોજનમ ગુન માનુંગી તેરા, એ રાહ.)

પ્રાણપતી હું દાસી તમારી (૨)
અરજ કરૂંછું પ્રીત નીહાળી. પ્રાણ૦ ૧
કાળ ક્ષેપ વૃથા નહી કરના,
ઇશ્વર ધ્યાનમાં સદાય રેહના. પ્રાણ૦ ૨
સ્નાન સંધ્યા ષટ કર્મ કરોને,
શીવ પુજન ચિત પ્રીત ધરોને. પ્રાણ૦ ૩

ભોજન કરિયે આપણ પ્રીતિ,
રાજ્યાસન પર જઇયે સુ રીતે.　　　પ્રાણ૦ ૪

હરિશ્ચંદ્ર— (રાગ સદર.)

ધન્ય પ્રીયા તુજ વાંણી સુકોમલ (૨)
શુણતાં હર્ષ દીલ થાય અતુલ,　　　ધન્ય૦ ૧
હૃદયા નંદી રામા તારી,
પ્રીત અતુલ નિહાળી સારી,　　　ધન્ય૦ ૨
શુદ્ધ પતીવૃત તારૂં રામા
દેખી હર્ષ મન થાયે હે ભામા, ધન્ય૦　　　૩
(ત્યાર બાદ દંપતી પુજન ગ્રહમાં જાયછે.)

## (પ્રવેશ ૩ જો.)

ઇંદ્રદેવ—(ઇંદ્રદેવ આદી દેવતાઓ મળી ઈશ્વરસ્તુતી કરેછે.

(લાવણી.)

(મીત્ર હોયકે રખે જુદાઈ વો દુશમનસે યારી કીયા.એ રાહ.)
હે ઈશ્વર તું આદી અનાદી સીદ્ધ જગતનો પાલક તું
અમરતણું અધીપદને આપ્યું, તે ઉપકાર વિચારૂં હું. ૧
અતી દુઃખ દાઈ દાનવજનનો નાશ કર્યા પ્રભુ હીતકારી
સર્વ દેવને મુગ્ત કર્યા બંધનથી ઈશ દયા ધારી.　　　૨
તે ઉપકાર અમાપ તમારો અમ ઉપરછે દીનમણી
હે મન વાંછીત ફલના દાતા અમરતણોછે તુંજ ધણી.　　　૩
તુજ સમાન નહી કોઈ એવો પામર જનને સુખ દાતા

શાતા કરવા ક્ષીર સાગરથી ત્વરાથકી જાગ્રત થાતા. ૪
ભગત જનોના પાલક નાશક અરી જનના ભગવાન હરે
દેવતણીઆ અરજી શુંણજો કૃષ્ણચંદ્ર મુરાર અરે. ૫

**અપ્સરા**—(પ્રવેશ કરીને નૃત્યની સાથે ગાયછે.)

(રાગ કાલીંગડાનો દાદરો)

આનંદ ઉર થાયરે આનંદ ઉર થાયરે
હર્ષ અતુલ નહી માયરે, આનંદ ઉર૦ ટેક
શુંભ ગુણ સાગર રાજપુરંદર
ઇંદ્રપુરી તણ અમર દેવ મહારાયરે. આનંદ ઉર૦ ૧

**નારદ**—(પ્રવેશ કરેછે.)

(નારાયણ નરસીંહ નરોતમ પુરૂષોતમ કો ધ્યાન ધરો એ રાહ.)

કૃષ્ણચંદ્રને યાદ કરો મન કૃષ્ણચંદ્રને૦ ટેક.
નારાયણ પદ ધ્યાન ધરો,
મન ધન દારાને દુર કરો,
હરો કુ બુદ્ધિ સુબુધીને;
અનુસરો મમતાને હરો, કૃષ્ણ ચંદ્રને૦ ૧
ગુરૂ પદ સદ ગુણ ખાંણ વિચારો,
ધારો સુ માર્ગ નકી મનમાં;
તનમાં દ્વેશ ન રાખો જનમાં,
ધનમાં ધામ તણા સુખમાં, કૃષ્ણ ચંદ્રને૦ ૨
આ જગ હીત અહીત જણાશે,
થાશે સુખ દુઃખ તો જાશે;

સદય હૃદયની દ્રષ્ટી પ્રષ્ટી,

થકી નકી પ્રભુતા ભાસે. કમ ચંદ્રને૦ ૩

(ત્યાર બાદ વશિષ્ટ, વિશ્વામિત્રનો સંવાદ તથા હરિશ્ચંદ્રનું સત્ય તોડવા વિશ્વામિત્રનું અયુધ્યાપુરીમાં હરિશ્ચંદ્ર રાજાની કચેરીમાં આગમન.)



# પ્રવેશ ૪ થો.

રૂપસુંદરી—

(વિશ્વામિત્ર રૂષીએ કપટથી બનાવેલી રૂપસુંદરી વારાંગનાને હરિશ્ચંદ્ર રાજાના સત્યનો ભંગ કરવા આજ્ઞા કરેલ.)

(કુચ્છ ભી તુને ખબર ગુલેદા ઉદારકી એ રાહ.)

મહા પ્રતાપિ દેવ હરિશ્ચંદ્ર મહારાજ,

પ્રજાને પુત્ર જાણી પાળવા તમે સુજાણ;

જનોને સુખ આપવા અપાયછે રે પ્રાણ, મહા૦ ૧

સુ સ્વર્ગ મૃત્યુ ને પાતાલ માંહે તાહરી,

સ્વકિર્તી આપી સ્વચ્છ પ્રભુતા નકી ધરી, મહા૦ ૨

તું દુર્ગુણોથી દુર સુરના સમાન છે

પ્રતાપી સુર્ય દેવના પ્રમાણ માન છે. મહા૦ ૩

ગુમાન નાંહી લેશ દ્વેશ દીલમાં નહી,

જહીં તહીં વિશેષ નિતી ભાળીયે સહી. મહા૦ ૪

**નક્ષત્ર**—(વિશ્વામિત્ર રૂષીનો શીષ્ય, હરિશ્ચંદ્ર રાજા પાસે, વિશ્વામિત્રના યજ્ઞને માટે, કપટથી સવા ભાર સુવર્ણ લેવા વચન માગે છે.)

(લાવની.)

(દગા દીસીકા,સગા નહિ હે,કુંઆ ઉનકા ઘર દેખો,એરાહ.)

મહા પ્રતાપી સુર્ય વંશનો, તું નૃપતિ છે, ગુણ જ્ઞાતા,
યાચન કરેવા ક્ષત્રી કુળ ભુષણ ગુરૂયે પુછી શાતા. ૧
વિશ્વામિત્ર તો, યજ્ઞ કરેછે, સુવર્ણ લેવાને આવ્યા,
તું સમ, બીજો દાનો રાજા, દેખ્યો ના જેથી ભાવ્યા. ૨
માટે રાજા હરિશ્ચંદ્ર તું, સુવર્ણ હાજર તો કરને,
વિશ્વામિત્રનાં, બોધક વચનો, આજે તું શ્રવણે ધરને. ૩
આશીર્વાદ કહ્યોછે તુજને, મુને મોકલ્યો છે જાણી,
શીષ્ય જાણજે ગુરૂ તણો હું,નિઃશંક દીલમાં પરમાણી. ૪
સવા ભાર તો સુવર્ણ જોશે, આપ વચન રાજા હમણાં,
પુર્ણ યજ્ઞ થાવામાં બાકી, જેથી કાંઈ રહે ન મણા. ૫
ગૌ બ્રાહ્મણની સેવા કરવી, તે રાજાનો ધર્મ ખરો,
માટે ગુરૂને યજ્ઞ થવામાં, સુવર્ણ ચીંતા આજ હરો. ૬

હરિશ્ચંદ્ર—

(નક્ષત્રે કરેલી સુવર્ણની યાચનાને કબુલ રાખવા માટે નીચે પ્રમાણે ગાય છે.)

લાવની.

( રાગ ઉપરનો. )

બહુ ખુશીની વાત, ગુરૂજી ભલે પધાર્યા હે રૂષી રાજ
સુવર્ણ હાજર છે તવ આગળ કરો યજ્ઞને તો મહારાજ. ૧
કર્યો ત્યાગ સંસાર ગુરૂયે, તે ગુરૂ યજ્ઞ કરે જ્યારે
બનતો, આશ્રય, ક્ષત્રી લોકથી, મળવો જોઈયેરે ત્યારે. ૨

સવા ભાર તો સુવર્ણ લઇને વિશ્વામિત્ર પાસે જાઓ
યજ્ઞ કરી મન, વાંચ્છીત ઇચ્છા. ભોગવવા તત્પર થાઓ. ૩
હું છું રંક વિવેક વિનાનો, ગુણ હિણો, તવદાસ રૂપી
કૃપા, કરીને પાવન, કીધો, હવે, પધારો, ધરી, ખુશી. ૪

(ત્યારબાદ વિશ્વામિત્ર રૂષી આવેછે અને સ્વપ્નાવસ્થામાં કપટથી હરિશ્ચંદ્ર પાસેથી રાજ્ય લીધેલ છે, તે પોતાને સ્વાધીન કરીને રાજા હરિશ્ચંદ્રને તથા તારામતી રાણીને અને પુત્ર રોહીતાશ્વને દેશ નીકાલ કરેછે, એટલુંજ નહી, પણ પોતાના, રાજ્યની, હદમાં, પાણી પીવાની, બી, મના કરેછે અને છેવટ પોતાના શીષ્ય નક્ષત્રને સવા ભાર સોનું લેવા હરિશ્ચંદ્રની સાથે મોકલેછે.)

---

# પ્રવેશ ૫ મો.

## હરિચંદ્ર-તારામતી-ને રોહીતાશ્વ.

(વશ્વામિત્રે, પોતાનું રાજ્ય, લઈ લીધેલ છે, જેથી વનમાં ફરતા, ઇશ્વરની, ગહનગતી, વીશે, વિચાર કરેછે.)

(રાગ જોગ આશા.)

(આનંદી આનંદ કરલે ભવાની, એ રાહ.)

ઈશ્વર તારી, ગહનગતી છે, મોહજાળની માયા અતી છે
ઇશ્વર તારી૦ ટેક.
કહાંરે અયુધ્યાં, નગરી તણુંરે,
રાજ્ય કહાં, આ, ભભુત ધરીછે—ઇશ્વર તારી૦ ૧
વૈભવ હસ્તી અશ્વ મીયાના.
બાગ, બગીચા, મિત્ર અરીછે—ઇશ્વર તારી૦ ૨

રોહિતાશ્વને, તારામતી, આ,
વન વન સંગે, હાય ફરીછે—ઇશ્વર તારી૦ ૩
વિશ્વામિત્રનો, કોપ, સમાવા,
હાય, હાય, આ, કફની, ધરીછે,—ઇશ્વર તારી૦ ૪
પણ મમ જીવીત, સુફલ થયું છે,
સત્ય પાળવા, હિમત ધરીછે,—ઇશ્વર તારી૦ ૫

**તારામતી—** (લલીત છંદ.)
(પ્રભુ પરાતપરા પ્રેર સન્મતી, એ રાહમાં ચાલેછે.)
ભગત વત્સલા, રે ભવાની તું,
પ્રાર્થના કરૂં અંબીકાજી હું;
દુઃખ સમુહને તો વિદારજે,
વિપ્ર શાપથી તો ઉગારજે. ૧
હરિ, હરિ, હવે, આ બનાવને
દેખી ધીરને ધારીયે મને. દુઃખસમુહ૦ ૨
શુદ્ધ બુદ્ધ તો રે ગઈ હવે
દુઃખમાં પડ્યાં પ્રાણી રે અમે. દુઃખસમુહ૦ ૩
અબલ નાર હું, બાળ સાથરે
રોહિતાશ્વની, સાથ ગાથરે, દુઃખસમુહ૦ ૪
હું અભાગીણી, નારને તમે
ઈશ દેવના કાં હવે દમે દુઃખસમુહ૦ ૫
રાજ્ય છોડીયું ગામ છોડીયું
મિત્ર વર્ગનું સુખ તોડીયું દુઃખસમુહ૦ ૬
મમ પ્રજા તણો સ્નેહ છોડીયો

અતિ કુટુંબનો પ્રેમ તોડીયો   દુઃખસમુદ્ર૦ ૭
મમ પતી હરીશ્ચંદ્ર ને વળી
રોહીતાશ્વની સાથ નિકળી   દુઃખસમુદ્ર૦ ૮

રોહીતાશ્વ—(લાવણી.)
(મીત્ર હોયકે રખે જુદાઈ વો દુશમનસે યારી કયા.એ રાહ.)
ઓ ઇશ્વ તું દીન દયાળુ જો સામું આ બાલકને
કાપ કૃપાળુ કષ્ટ અમારૂં નિવાર આ દાવાનળને   ૧
ભગત સુદામાને ધન આપી, તેં દુઃખ તેના દુર કર્યાં
ગ્રડબંધથી હસ્તી છોડ્યો, ચીર દ્રૌપદીનાં પુર્યાં;   ૨
ભોમાસુરનો નાશ કરી, ઇંદ્રાદી દેવ સુખી કીધા
આપ્યાં કુડલ, નારી અદીતી, દૈત્ય જનોને દુઃખ દીધા;   ૩
વિદુર ભગતની ભાજી જમવા, હર્ષ ધરી મન ત્યાં જાતા
દુર્યોધનના મેવા ત્યાગી, શીબીર ઓર ખાંતે ખાતા;   ૪

—◦—

## (પ્રવેશ ૬ ઠો.)

રોહીતાશ્વ—(નાથ કેસે ગજકો બંધ છોડાયો, એ રાહ)
આજ હરી નિર્દય કેમ થયોછું
હુંતો વિશ્વાસે રે રહ્યોછું; આજ હરિ૦ ટેક.
આમ અચાનક ગોવિંદ તુજને
કરવું ઘટે ના કૃપાળુ
દીન જનોને આ જગ વૈરી
સર્વે થયું છે દયાલું   આજહરી૦ ૧

રોહિત હું આ તારામતી,મમમાત દુઃખોને સંભાળી
પુન્ય પીતા મમ દાસ હરિના (૨)
તે તણું વિઘ્ન વિદારી. આજ હરિ૦ ૨
સત્ય હવેતો લેવા બેઠા નાથ તમેતો અમારૂં
આમ કર્યાથી હે વનમાળી (૨)
ભજન કરે કોણ તારૂં. આજ હરિ૦ ૩

તારામતી—(રાગ માઢ.)
(એસી તકસીર નકીનીયાર મોસેરૂસે રહો કયુ યાર. એરાહ.)
દયાળુ દેવ દયા કરજે, કૃપાળુ કષ્ટને હરજે
હવે હારી હયાના હાર, અતી પીડા થકીતો તાર. ૧
વિધિનો લખતો આવો, હશે દુઃખ દાઇતો થાવો
નહી રેહેશે હવે તો ધીર ધરો ધ્યાને સ્તુતી બલવીર ૨
સત્યનો ભંગ જો થાશે, પ્રભુ તારી લજા જાશે
અમેતો ભગ્ત છઈ તારા, વિદારો દુઃખ અમારા. ૩

હરીશ્ચંદ્ર—(અલેફ્સે તું યાદ કર અલાહકું આદમ, એ રાહ.)
કૃપા કરી ઉધારતો કરો દયાઘના
રે, દયા, ઘના, હો ઈશ રે દયા ઘના. કૃપા કરી૦ ટેક
દુઃખતો દયાલુ આવડું ન દીજીયે
સત્યતો અમો તણું હવે ન લીજીયે
આશરો છે નાથરે દયાલુ વિશ્વના. કૃપા કરી૦ ૧
આ અમાપ દુઃખમાં ખરે અમે પડ્યાં
સ્વપ્નનાં અતુલ દુઃખ, આજતો નડ્યાં

દે સુબુદ્ધી નાથરે તથાપી વિશ્વના. કૃપા કરી૦ ૨
ગોકુલા ધી નાથ ઈશ સત્ય રાખજે
પ્રહ્મરણ મુગત થવા દ્રવ્ય આપજે
છેકતો હવેને લીજીયે રે સત્યના. કૃપા કરી૦ ૩

તારામતી—(રાગ સીતાજીના મહીનાનો.)

શીવસનકા દીક સુરેશ, શુણો, મમ વિનતી
તવ ચર્ણ તણી હું દાશ, દુઃખીયું હું માતસતી. ૧
પતી મારા અને હું નાર પુત્ર રોહીતાશ્વને
અતી વિકટ વિધન આ થાય, હરિ હરિ નારને. ૨
હવે સત્ય જવાનોરે યોગ, અન્પોછે દયા નીધી
આવો જગજીવનન રે દયાળ, કરો સત્યની સીધી. ૩
ગયું રૂપ અને વળી તેજ, બુદ્ધી થઈ મુઢરે
વિશ્વા મિત્ર તણો રે ગંભીર. અભીપ્રાય ગુઢરે. ૪
માટે પક્ષ કરીને ગોપાલ, ગોવિંદ દયા ધના
રાખો સત્ય હે ગોકુલ નાથ, વિદારણ દુઃખના. ૫

(હરીશ્ચંદ્ર પોતાના પુત્રને માટે જલ સ્થાન ગોતવા જતાં જલ નહી મળ્યું તેથી, ઈશ્વર સ્તુતિ કરેછે.)

(બસો સુર સરી તીર તીર અબતો મનવા મેરા એ રાહ)

સત્ય રાખજે ઈશ ઈશ, હવેતો કૃષ્ણ મુરારી સત્ય રાખજે. ઈશ. ટેક.
આ જંગલમાં રખડી રઝળી, મરૂં હવે જગદીશ (૨)
પાણી સ્થાન મળ્યા નહી મુજને

ભટકયો ચારે દીશ દીશ, હવે તો ક્રમ મુરારી સત્ય રાખજે. ઈશ. ૧

અકળ કળા અવિનાશી તારી, જાણું નહી વાગીશ

દુઃખ દયાળુ હવે નિવારો,

પ્રણમું નામી શીશ, શીશ હવેતો ક્રમ૦ ૨

રોતાશ્વ—(પોતાના પિતાને પાણી લઈને આવતાં ઘણી વાર થઈ જેથી વિચાર કરેછે)

(રાગ બીહાગની ગઝલ.)

(અગર હમને દીલ સનમકું દીયા, ફીર કીસીકુ ક્યા એ રાહ)

પીતાજી માહરા હજુ ન કેમ આવીયા

મારે માટે જલતો નહી રે લાવીયા; પીતાજી૦ ટેક

ઉગ્ર તાપ સુર્યનો પડેછે રે બહુ

કેમ તે સહન થાશે પીતાજી કહું; મારે માટે૦ ૧

મારે માટે દુઃખ શીર આપે રે ઘણું

ધીકછે મુને રે દુષ્ટ કર્મ આચર્યું; મારે માટે૦ ૨

જેમ વાર લાગશે રે તેમ મારા પ્રાણ

ક્ષણ વારમાં જશે રે જાણો તે પ્રમાંણ; મારે૦ ૩

જલની જરૂર નથી પિતાજી અસુસ,

આપ વેલા આવજો ઘડીમાં રે જરૂર મારે૦ ૪

તારામતી— (ઈશ્વર સ્તુતી.)

(મા મુજને કેમ દીધી રે કેફી કંથને, એ રાહ.)

હે દામોદર તારી ઇચ્છાથી બન્યું,

આ અણુધટતું કામજ થાયે નાથ જો; હે દામોદર. ટેક.
રાજ્ય ગયું તે ચિંતા મન નથી ધારતી,
પણ પીવાને પાણી ન મળે ધણ જો;
આ બાળકના દુઃખને જોઈ બાવરી;
હવે બનીધું વિચારીયે જગદીશ જો. હે દામોદર૦ ૧
કીયા જનમનું વેરજ વાળ્યું વીડલા,
વન વન ભટકાવીને પાડે ત્રાસ જો;
આમ કર્યાથી એક ક્ષણે મારો મુને,
નથી જીવ્યાની હવે અમારે આશ જો. હે દામોદર૦ ૨

# પ્રવેશ ૭ મો.

હરિશ્ચંદ્ર—(કાશીપુરીનો દેખાવ જોઇને નીચે પ્રમાણે ગાય છે.)

(મુજે છોડ ચલા બનઝારા. એ રાહ.)

આ કાશીપુરી મન જાણો, અવતાર સફળ પરમાણો,ટેક.
આ ગંગા નિર્મળ વહેછે, પાતક સઘળાંય દહેછે,
સાક્ષી દ્રઢ પુરાણ જાણો, અવતાર સુફળ૦ ૧
આ મણી કર્ણિકા ઘાટ, સ્ફાટીક સમશીલા સુવાટ,
દેખી દીલ હર્ષજ આણો, અવતાર સુફળ૦ ૨
શુભ વિશ્વનાથનું દર્શ, કરો ગંગા જલનો સ્પર્શ;
મન કાશીપુરીમાં માણો, અવતાર સુફળ૦ ૩
ધન્ય વિશ્વામિત્ર તુજ ક્રોધ, તે ભલે કર્યો રે વિરોધ,
એ ઉપકાર દીલમાં જાણો, અવતાર સુફળ૦ ૪

તારામતી— (આનંદઘન ગિરી જાપતી નગરી. એ રાહ)

પ્રીતમ પ્યારા કાશીપુરીમાં
જઇયે ત્વરાથી, રહીયે ખુશીમાં; પ્રીતમ૦ ટેક
વિશ્વનાથનું દર્શન કરીયે,
પાતક દેહ તણા તો રે હરીયે, પ્રીતમ૦ ૧
ગુરૂનેરે અર્થે દેહ વેચાશે,
સ્વર્ગ સુખની પ્રાપ્તી રે થાશે; પ્રીતમ૦ ૨
માટે રે ચીન્તા દુર કરીને,
વેચો અમોનેરે, હર્ષ ધરીને, પ્રીતમ૦ ૩

રોહીતાશ્વ— (રાગ ઉપરનો)

ધન્ય તુને છે માતુ હે મારી,
ઘટીત વચન તું બોલી વિચારી. ધન્ય૦ ટેક.
વિશ્વામિત્ર રણ મુક્તજ થઇયે,
સત્ય જાળવી ખુશી રહીયે; ધન્ય૦ ૧
માટે પિતાજી, વિલંબ ન કીજે,
વેચી મુને ધન ગુરૂને દીજે, ધન્ય૦ ૨
ઈશ્વર ઇચ્છા, પાછા મળીશું,
અમરાપુરીમાં સાથે ફરીશું ધન્ય૦ ૩

## પ્રવેશ ૮ મો.

(ત્યાર બાદ રાજા હરિચંદ્ર ચાન્ડાળને ત્યાં, તથા રાણી

તારામતી અને પુત્ર રોહીતાશ્વ, અગ્નીસેન બ્રાહ્મણને ત્યાં વેચાયછે તે વખત)

હરિશ્ચંદ્ર—(અગ્નીસેન બ્રાહ્મણને દસ્તાવેજ લખી આપે છે.)

(પ્રભુ મેહેર કર હમ ઉપર એ રાહ.)

ત્રીશંકુ રાજાનો, પુત્ર, હરિશ્ચંદ્ર રાજ
વિશ્વામિત્ર રણ માટે, કર્યુછે આ કાજ; ૧
સત્ય રાખવાને માટે, પ્રેમથી કરી,
આ પુત્રને વેચવાં પડ્યાં છે રે હરિ; ૨
તેનો સાક્ષી સુર્ય દેવ પ્રત્યક્ષ કેહેવાય,
જેથી દસ્તાવેજ, નીરદોષ રે ગણાય; ૩
વીપત્તીના મારથી, આ કૃત્ય કર્યું દેવ,
સત્ય રાખવા દયાળુ દેજે તારી સેવ; ૪
વિશ્વામિત્ર રણને, છુટીશું રે પ્રભુ,
ત્યારે સત્ય પ્રત્યક્ષ જણાશે રે વિભુ; ૫
દાસ કામ કરવાને આ બે પ્રાણી ઇશ,
અગ્નીસેન ગુરૂને સોંપુછું જગદીશ ૬
આ ઉપર મારો દાવો, જરાયે નથી,
પોકાર કરી કહુંછું જનને અતિ ૭
અગ્નીસેન ગુરૂ દસ્તાવેજ લીજીયે,
નક્ષત્ર ગુરૂને તો સુવર્ણ દીજીયે, ૮

રોહિતાશ્વ—(રાગ વેરાડી આશા, ને ચાલ મરાઠીની કુમરી.)

અરરર હું તો નાંઠી રે જાઉ, જુદો પડીને રે ક્યાંઈ,

આપ તણી સેવામાં રહીને, ફરીસ સાથે રે આંહી. ૧
અરર માતુ હુંતો ન આવું, જાઓ તમે રે સુજાણ,
આ દુઃખ દેખી પુજ્ય પીતાજી, જાશે રે મારા પ્રાણ. ૨
નાશ કરો યા મુને જીવાડો, તો પણ તે નહી થાય,
આમ કર્યાથી જનક મારૂં, સત્ય ભલે રે જાય. ૩
હે ત્રીપુરારી હે ગીરીજાપતી, આ શું રે માંડયું રે આજ
ત્રણે જણાંને જુદા રે પાડી શું ધાર્યુંછે રે કાજ. ૪
હવે અમારા પ્રાણજ જાશે, વીયોગ દુઃખ રે વીર,
કેમ કરીને ગોકુળ નાથ રાખીરે શકાયે ધીર. ૫
(અગ્નીસેન, રોહીતાશ્વને તથા તારામતીને તરછોડીને લઈ જાયછે અને હરીશ્ચંદ મુરછાથી પૃથ્વી પર પડી જાય છે.)



# પ્રવેશ ૯ મો.

(રોહીતાશ્વ તથા વેણીલાલ અને શીવલાલ પુષ્પ લેવા જતા રસ્તામાં કાશીપુરીનું વર્ણન કરેછે.)

(રાગ ભૈરવી, ચોપાઈ.)

જેણે જન્મ કાશીમાં ધર્યા રે, તે નર ભવ સંસારને તર્યા,
ગંગા જળમાં કીધું જેણે સ્નાનરે, વિશ્વનાથનું ધરીયું ધ્યાન ૧
શુભ અવતાર તેનો થયો રે, કલેશ મુળ દાવાનળ ગયો,
મોક્ષ પુરી છે કાશી શેહેર રે, શીવ પુજન લીલા લેહેર. ૨
જેણે કાશીપુરી નવ જોઈ રે, દેહ મનુષ્ય તેણે ખોઈ

જે જન કાશીપુરી નવ રહ્યો રે, ધીક જન્મજ એળે ગયો. ૩

રોહીતાશ્વ—(સર્પ દંશ થતી, વખત, દાદરો.)

(નાગનકે બચે નાગ ઉસે પ્યાર નહી કરના, એ રાહ.)

દુષ્ટ સર્પ ક્યાંથી મુને ડશ્યો હે ભ્રાત,
કે જે મિત્ર વિનવીને, માત પાસે વાત, દુ:ખ સ૦ ટેક.
મિત્ર શીવલાલ વેણીલાલ માહરા
ગુણ તો ન ભુલીયે કદાપી તાહરા. દુ:ષ્ટ સ૦ ૧
નેત્રથી હું દેખતો નથી, હવે જરાય
શીરમાં વ્યથારે થાયછે રે હાય હાય, દુષ્ટસ૦ ૨
પુર્વ જન્મ પાપ તો નડ્યાં રે આણી વાર,
જેથી દુ:ખ ભોગવ્યું, ઘણું અમે અપાર. દુષ્ટ સ૦ ૩
જાઓ મિત્ર કાશીપુરીમાં હવે સુજાણ,
આપને પ્રણામ કરી છોડું મારાં પ્રાણ. દુષ્ટ સ૦ ૪
માત માહેરીને તમે, ધીર આપજો
હું સમંધી દુ:ખ, ની વીપત્તી ટાળજો; દુષ્ટસ૦ ૫

તારામતી—(રાગ ઓખાહરણનો)

મારા પુત્રની રક્ષા કરજો, મોક્ષ તણા જોને દાતા,
માનશુકન આ મુજને થાયે, માટે રે કરજો શાતા. ૧
હું દુ:ખીયારી રે નારછું, વળી પ્રાણપતીથી રે ન્યારી,
પુત્ર ગયોછે રે એકલો, ફળ ફુલ લેવાને રે ધારી. ૨
રોહીતનારે આધારથી, દીન કાઢછું રે હું દુ:ખના
કાલ સવારે રાજ્ય મળશે, થાશે રે દહાડા સુખના. ૩

પણરે હજુ કેમ નાવીયો, મમ પુત્ર તે રોહીત જાણ,
પુત્ર વેહેલો રે આવજે, નહીતો જાશે રે મારાં પ્રાણ. ૪
(શીવાલાલ તથા વેણીલાલ પ્રવેશ કરીને, તારામતીને રોહી-
તાશ્વને સર્પ દંશ થયો, એવા ખબર કેહેછે.)

(લલીતછંદ.)

અરરર પુત્રરે, તુય ક્યાં ગયો, અરરર મુજને મુકીને રહ્યો;
હરિ કૃપાલરે, થા સહાયરે, આમ રાંકને ના દમાયરે. ૧
બાપુ માહરા, નીર્દય થયો, તુજ વિયોગ તો ના જશે સહ્યો;
દુઃખીણી કરી ના જવાયરે, આમ રાંકને ના દમાયરે. ૨
હે પ્રભુ હવે, તું દયા કરે, દુઃખ ભાંમીનીનું ખરે હરે;
અરરર ઓ હરી, દુઃખ થાયરે, આમ રાંકને ના દમાયરે. ૩
રાજ્ય છોડીયું ગામ છોડીયું, કુટુંબ સુખ તો હાય તોડીયું;
દુઃખી જનો બહુછે પીડાય રે, આમ રાંકને ના દમાયરે. ૪
નીચને ઘરે મમ પતી રહ્યા, સુખના દીનો હાય ક્યાં ગયા;
મહારાજ તે રાંક થાયરે, આમ રાંકને નાદ માયરે. ૫
હું રહી ઈહાં વિપ્ર વાસમાં' પુત્ર જોડીયો દાસ કામમાં;
આ ઘટીત શું દૈવ થાયરે, આમ રાંકને ના દમાયરે. ૬
પુષ્પ તોડતાં સર્પ દંશથી, મરણ રે થયું દૈવ યોગથી;
દુઃખ દુઃખને દુઃખ થાયરે, આમ રાંકને ના દમાયરે. ૭
હાય હાય રે, શું કરૂં હવે, પાપ જન્મના મુજને દવે;
મરણ આવીયું હાય હાય રે, આમ રાંકને ના દમાયરે. ૮
નીર્ધના થઈ રાનમાં ફર્યા, તોય ઈશ્વરે દુઃખ ના હર્યા;

ચાંત્રણી થયે પ્રાંણ જાય રે, આમ રાંક ને ના દમાયરે. ૯
રોહીતાશ્વ રે, રાનમાં પડ્યો, ઝેરી સર્પ રે ક્યાંયથી નડ્યો;
પાપી પ્રાણીયો કાં ન જાય રે, આમ રાંકને ના દમાયરે. ૧૦

(પ્રભુ મેહેર કર હમ ઉપર, એ રાહ.)

હાય હાય પુત્ર ગયો હવે શું કરૂં
દુઃખીયારી અબળા હું રાનમાં ફરૂં, હાય હાય૦ ટેક.

ચાંડાલને ઘેરતો, વેચાંણા પ્રાણનાથ,
હાય હાય દુઃખે તો ભીડીછે મુને બાથ. દુખીયારી૦ ૧
રોહીતાશ્વને હું વીપ્ર ઘેર તો રહ્યાં,
તોય પાપ, પછવાડે બાકીના સહ્યાં. દુઃખીયારી૦ ૨
વિશ્વા મિત્ર ઋષીયે કર્યોછે આ ઉપાય,
વન વન ભટકી ને મરીયે યદુરાય. દુખીયારી૦ ૩
કોણ જાંણે પુર્વ જન્મે શું કર્યું છે કત્ય,
જેથી આવો યોગ બની જવા બેઠું સત્ય. દુખીયારી૦ ૪
હવેતો મરણને શરણ રે થાવું,
રોહીતાશ્વ દેહને જલાવાને જાવું. દુખીયારી૦ ૫
ઉઠ દૈવ બેશી રીયે શું થશે રે કામ,
જાવું છે રે કાશીપુરી સ્મશાનને ઠામ; દુખીયારી૦ ૬

—❧—

# (પ્રવેશ ૧૨ મો)

તારામતી—(રોહીતાશ્વને, સ્મશાનમાં અગ્ની સંસ્કાર કરતી વખત)

(રાગ ઝીંઝોટી જંગલો)

(નેન વાળગાયે જાદુ ડારા. એ રાહ.)

હાયે હાયે પુત્ર ગયો રે,
દૈવ આ શું કર્યું રે, હાયે હાયે પુત્ર ગયો રે. ટેક.
દુઃખ પડ્યામાં રે નવ રહ્યા બાકી રે,
ક્રૂર સર્પ ક્યાંથી નડ્યો રે, દૈવ આ શું કર્યું રે૦ ૧
નીરદોષી જન પર રે, અસ્ત્ર વાપરવા રે,
નીર્દય તું જ થયો રે, દૈવ આ શું કર્યું રે૦ ૨

(દરદી દીવાના. એ રાહ.)

હે દયા નાથ (૨) હવે શું કરવો રે ઉપાય,
પુત્ર ગયો કૈલાસમાં નીર્ધન ન કરો ઉમાય; ટેક૦
હું મૃત્યુ તુલ્ય (૨) હા થઈ કૃપાના ઈશ,
મર્ણ તથાપી નાવીયું, હે વનમાળી જગદીશ. ૧
આ મધ્ય રાત્રીમાં (૨) સ્મશાન ભુમી દેવ,
ક્લેશ પમાડે નારીને, તે જાંણો મન તતખેવ. ૨
હું કહાં જાઉં (૨) આ પુત્ર તણું છે દુઃખ,
હું નીર્ભાગી નારીને, નવ મળીયું ક્યાંયે સુખ. ૩
મમ પ્રાણનાથ (૨) વેચાણા ઘર ચાન્ડાલ,

આવું દુઃખ મનુષ્યને, નવ દીજે શ્રી ગોપાલ. ૪
આ સત્ય તોડવા (૨) હરી નવ કરો વિચાર,
છોડુંછું મમ દેહને, જીવીને શું જગધાર. ૫

(રાજા હરીચંદ્ર પ્રવેશ કરેછે, અને સ્મશાનનો કર દીધા વગર મુડદાને જલાવેછે તે જોઇને રોહીતાશ્વને સોનાની બાહાર ફેંકી દીયે છે, અલબત પોતે જાંણેછે કે આ મારો પુત્ર છે, તો પણ પોતે ચાન્ડાલનો નોકર છે માટે તેના કેહેવા પ્રમાણે ચાલવું એજ પોતાનો ખરો ધર્મ સમજે છે ત્યાર બાદ કાશી રાજાના કુમારનું હર્ણ ડાકીની કરી ગયેલ છે તે શોધ કરવા આવતાં તારામતીને પકડે છે તથા તેને, ગર્દન, મારવાનો હુકમ હરિચંદ્રને કરેછે તે વખત પણ રાજા હરિચંદ પોતાની ટેક નહિ છોડતાં તારામતી ઉપર તલવારનો ઘા કરેછે કે તુરત કૃષ્ન પરમાત્મા પધારી હરિચંદ્રનો હાથ પકડી રાખે છે તથા શંકર બ્રહ્મા નારદ વિગેરે પધારી રોહીતાશ્વને સજીવન કરેછે અને પાછો અયુધ્યાની રાજ્યધાની ઉપર બેસવા હુકમ આપે છે તેમજ વિશ્વામિત્ર રૂષીનો અતિ જુલમ જોઇ શંકર વિશ્વામિત્ર રૂષીને ઠાર મારવા તૈયાર થાય છે તો પણ શંકરની પ્રાર્થના કરી હરિચંદ્ર વિશ્વામિત્ર રૂષીને બચાવે છે તથા, બ્રહ્મા, વિશ્નુ, મહેશ, અને નારદ મુનીની પુજા કરેછે.)

---

(આરતી, જયો જયો મા જગદંબે, એ રાહ.)

જય દેવ જય દેવ.

બ્રહ્મા વિશ્નુ મહેશ, એક રૂપ દેવ, પ્રભુ એક રૂપ.
હરિ અતુલ મન ધારી (૨) કરૂં આપ સેવ, જય દેવ૦૧
અખીલ વિશ્વ આધાર નામ અનેક હરિ. પ્રભુ નામ૦
નાર્ગુણ સગુણ દ્વી ભેદી (૨) વિનવુ વીનય ધરી, જય૦૨
ભક્ત જનોનાં દુઃખ તે અતી દુર કર્યાં, પ્રભુ તે૦
નીરગુણ રૂપ છુપાઈ સગુણજ રૂપ ધર્યાં, જય દેવ૦ ૩
હરિહર બ્રહ્મ કપાલ નારદ પણ જાણને, પ્રભુ નારદ૦
હરિશ્ચંદ્ર સત્ય રાખ્યું, અતી શ્રમને લઇને, જય દેવ૦ ૪

(સર્વ પાત્રો મળીને ગાય છે.)

(સ્વદેશી સજનો પધારીયા તમો, એ રાહ)

આર્ય બંધુઓ અમારી વિનતી,
સત્યતાને પાળવા, અતી ધરો મતી. ટેક.
સત્ય થકી ભવસાગર તરવા નૌકા તો મળશે,
ટળશે દુઃખ અગાધ વિચારો ધારો ધન જડશે, હે આ.૧
ધનદારા ને પવીત્ર મિત્રો પુત્રો છે સંસાર,
સત્ય સમાન નહિ કોઈ બીજું પ્રભુ પાસ રહનાર, હે.૨
રોહીતાશ્વ તારામતી રાણી હરિશ્ચંદ્રની ટેક;
અતિ વિકટ આ વિઘનો દેખી સત્ય ન છોડ્યું છેક, હે.૩
સત્ય પ્રતાપે બ્રહ્મા વિશ્નુ મહેશ નારદ દેવ,
મત્યુ લોકમાં આવી શરણે રાખ્યો છે નર દેવ, હે૦ ૪

સત્ય પાળવા આ દ્રષ્ટાંતો આર્મો દીલ ધારો,
કામ ક્રોધને મમતા માયા, વિકારને મારો, હે આ૦ ૫
સુજ્ઞ બંધુઓ પવીત્ર મિત્રો ગુણ ગ્રહણ કરશો,
હરિશ્ચંદ્રનાં સત્ય ચરિત્રોને શ્રવણે ધરશો, હે આ૦ ૬
ખુશી થકી સ્વસ્થાન પધારો (પણ) અરજ હમારીએક
ગોકળજી કહે સત્ય પાળજો સત્ય પાળજો છેક હે આ. ૭

શ્રી રામચંદ્રાર્પણ મસ્તુ.



# જાહેર ખબર.



આ પુસ્તકો જે સાહેબોને મંગાવવા જરૂર હોય તેમણે નિચેના શીરનામેથિ રોકડી કીંમતે મંગાવી લેવી.

૧ **મોરબી**—ગ્રંથકર્ત્તા પાસેથી અથવા ભટ મોતિરામ દયાળજી ભટ પાસેથિ ઠે. દફતરી શેરિમાં.

૨ **રાજકોટ**—કેવળચંદ શીરાજ ઠે. વઢવાણ દરબારના ઉતારા પાસે સદરમાં.

૩ **વઢવાણસીટી**—જેશંકર મોરારજી ત્રવાડી પાસેથી ઠે. વાઘેશ્વરીના મંદીર પાસે.

૪ **અમદાવાદ**—મામાની હવેલીમાં યુ. પ્રેસમાં રણછોડલાલ ગંગારામ પાસેથી

૫ ગામોટ ગોવિંદરામ મુળજી પાસેથિ (મોરબી)

